* પ્રકાશન નં. ૩૦૭ *

# મુસલમાનોની મુસીબતોના વાસ્તવિક કારણો અને ઉપાયો

[હઝરત શયખુલ હદીસ મવલાના મુહમ્મદ ઝકરિય્યા સા. (રહ.)ની મશહૂર કૃતિ "ઈસ્લામી સિયાસત"નો એક અંશ]

: સાર સંકલન :

હઝરત મવલાના મુહમ્મદ બુરહાનુદ્દીન સા. સંભલી (મ. ઝિ.)

[દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનૌ]

: અનુવાદક :

(મવ.) ફરીદ બેગ "ફલાહી" (સા. આફ્રિકા)

પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ-મહમૂદનગર,

મુ. પો. કંથારીઆ-૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ (ગુજરાત-ઈન્ડિયા)

# * અનુક્રમણિકા *

# ❋ પ્રકાશકીય ❋

## હામિદંવ્વ મુસલ્લિયા......

ઈતિહાસનાં પાનાં આ વાતનાં સાક્ષી છે કે મુસલ-માનોએ જ્યારે પણ અલ્લાહ તઆલા અને તેના પ્યારા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક આદેશો અને ઉપદેશોને કોરાણે મૂક્યાં છે, ત્યારે એમણે મુસીબતો, મૂંઝવણો અને વિટંબણાઓનું કાળમુખ જોવું પડ્યું છે. ઈસ્લામી અહકામની પાબંદીથી મુક્ત જીવન-ઘરેડે આજે મુસલ-માનોને અનેકવિધ પરેશાનીઓની ગર્તામાં ધકેલી દીધા છે. આ વિનાશકારી ગર્તામાંથી નીકળવાનો એક માત્ર ઉપાય આ જ છે કે મુસલમાનો અલ્લાહ તઆલાની બારગાહમાં સાચા દિલે તવબા કરી ઈસ્લામી જીવન-પ્રણાલિને પોતાના જીવનમાં ઉતારવાનો દૃઢ સંકલ્પ કરે અને ગેર ઈસ્લામી જીવનશૈલીને સદંતર તિલાંજલિ આપી દે.

નજર સમક્ષની કિતાબમાં મુસલમાનો પર આવતી મુસીબતોના સાચાં કાર્યકારણો અને તેના નિવારણો સૂચવાયાં છે. મુસીબતોના કારણોથી બચવામાં આવશે અને ઉપાયોને અમલમાં મૂકવામાં આવશે તો, કામિયાબી ચોક્કસ ચરણસ્પર્શ કરશે જ; કારણ કે આ કારણો અને ઉપાયો કુર્આન અને હદીસ પર આધારિત છે. કુર્આન અને હદીસના અનુસરણમાં તો કામિયાબીનો વાયદો મળેલો જ છે.

આવી ઉપયોગી કિતાબ આપણા હાથમાં મૂકવા બદલ અલ્લાહ તઆલા લેખક, સંકલનકાર, અનુવાદક અને પ્રકાશકને બેહતરીન બદલાથી નવાઝે, આમીન !

અહકર : **હસન ભડકોદ્રવી**

પ્રકાશન વિભાગ : દારુલ ઉલૂમ ભરૂચ-કંથારીઆ

અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન, વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિહિલ અમીન, મુહમ્મદિંવ્ વ આલિહી, વ સહબિહી અજમઈન. અમ્મા બાદ !

ઘણાં લાંબા સમયથી મુસલમાનોને હિન્દુસ્તાનમાં જ નહીં, પરંતુ આખા ઈસ્લામી જગતમાં–ખાસ કરીને જેને ઈસ્લામી દુનિયા કહેવામાં આવે છે, એમાં જે પ્રકારની પરિસ્થિતિઓ, ખતરાઓ અને ભયથી પનારો પડતો રહ્યો છે, તે કોઈ પણ સભાન વ્યક્તિથી છૂપું નથી. એ પરિસ્થિતિઓને સુધારવાની યુક્તિઓ પણ વિવિધ સંસ્થાઓ–વર્તુળો તરફથી વારંવાર સામે આવતી રહી છે, જેમનાં લાભ અને ફાયદાઓ પર દલીલો પણ રજૂ કરવામાં આવે છે અને એ યુક્તિઓની કેટલાક વર્તુળો અને દેશોમાં અમલી રીતે ચકાસણી પણ થતી રહી છે, છતાં પણ : "મર્ઝ બઢતા ગયા જૂં જૂં દવા કી" ! વાળી હાલત સાબિત થઈ છે.

અજમાવેલા ઉપાયનું અસરકારક ન થવું અને અપનાવેલી યુક્તિઓની નિષ્ફળતાનું પરિણામ તો એ આવવું જોઈતું હતું કે, એ ઉપાયો અને યુક્તિઓને બિલકુલ ત્યજી દઈને બીજા ઉપાય અને ઉપચાર તરફ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવત, પરંતુ આશ્ચર્ય બલકે અત્યંત આશ્ચર્યની વાત છે કે, મુસલમાનો જે વિટંબણાઓ અને મુસીબતોનો એક સૈકાથી પણ વધુ સમયથી ભોગ બનેલા છે અને એમના ઉપાયો અને નિરાકરણો પણ લગભગ એક સૈકાથી જ એને એ જ રજૂ કરવામાં આવી રહ્યાં છે, જેમને વારંવાર અજમાવીને પ્રયોગો કર્યા પછી પણ નિષ્ફળતા જ મળી છે; બલકે વિટંબણાઓમાં વધારો થવા સિવાય એનું બીજું કોઈ પરિણામ આવ્યું નથી !

અહીં એની વિસ્તૃત રજૂઆત કરવાની કાંઈ આવશ્યકતા નથી અને એની તક પણ નથી, કારણ કે દરેક સભાન લાગણીશીલ દીર્ઘદૃષ્ટિ ધરાવનાર વ્યક્તિ એનાથી ફક્ત માહિતગાર જ નથી, પરંતુ એમના પૈકી વધુ ભાગના લોકોની જીભે પણ એ વાત આવતી જ રહે છે.

ઉપરોક્ત હકીકત કરતાં પણ વધુ આશ્ચર્યજનક, બલકે વધુ કડવી વાસ્તવિકતા એ છે કે, વધુ ભાગના મુસ્લિમો વ્યક્તિગત રીતે કે સંસ્થા અને મંડળના

રૂપમાં પણ આ સફળ અને સચોટ ઈલાજથી દૂર નાસતા દેખાય છે, જેની સો ટકા સફળતાનો અનુભવ એક-બે વર્ષથી નહીં, પરંતુ સૈકાઓથી થતો રહ્યો છે અને આ લાંબા સમય દરમિયાન એક પણ પ્રસંગ આ ઉપાય કે યુક્તિની સંપૂર્ણ નિષ્ફળતાનો સામે આવ્યો નથી. વાસ્તવમાં જ્યારે પણ નિષ્ફળતા સાંપડી છે, તે આ ઉપાયના કોઈ અંશ કે ભાગને છોડી દેવાથી અથવા એની સંપૂર્ણ તકેદારી ન રાખવાના કારણે જ થઈ છે.

મુસ્લિમ ઉમ્મતના નિખાલસ બુઝુર્ગો આ સચોટ ઉપાય તરફ પ્રસંગોપાત-વારંવાર ધ્યાન અપાવતા રહ્યા છે અને એને અપનાવવાની તાકીદ ફરમાવતા રહ્યા છે. એટલે એ ઉપાયને અપનાવનારા સફળતાને વર્યા છે; પરંતુ અહીં લાંબા સમયથી આવી નિખાલસ પોકારો અને ધ્યાન-દોરવણી જાણે કે જંગલના પડઘાઓ જ સાબિત થઈ રહી છે, જેના પરિણામ સ્વરૂપ સતત નિષ્ફળતા, મહરૂમી અને વિટંબણાઓમાં વધારો થવા સિવાય કાંઈ જ હાથમાં નથી આવતું !

આજથી અડધી સદી પહેલાં આ જ પ્રકારની, બલકે કેટલીક રીતે આજથી પણ વધુ કપરી અને ચિંતા-જનક પરિસ્થિતિનો સામનો હિન્દુસ્તાનના મુસ્લિમોએ કરવો પડયો હતો. એ સંજોગોમાં કૌમના એક સાચા

હમદર્દે સમયના મહાન મુહદ્દિષ અને મુર્શિદે કામિલ દીર્ઘદૃષ્ટા, હિતેચ્છુ, કૌમના સુધારક અને જમાનાની પરિસ્થિતિઓના જાણકાર, અલ્લાહ તઆલાના એક નિખાલસ બંદા હઝરતે અકદસ શયખુલ હદીષ મવ. મુહંમદ ઝકરિય્યા સા. મુહાજિરે મદની રહ. (હિ. ૧૪૦૨)ની સામે આ તકલીફો અને પ્રતિકૂળ સંજોગોનો ઉલ્લેખ કરીને એના ઉપાય અને નિરાકરણ અંગે પૂછયું હતું, ત્યારે હઝરત શયખુલ હદીષ (રહ.)એ એમને વિસ્તારપૂર્વક, દલીલોથી ભરપૂર, જ્ઞાનસભર જવાબ લખ્યો હતો, જે પાછળથી પુસ્તકરૂપે 'અલ એઅતિદાલ ફી મરાતિબિર્રિજાલ'ના નામથી પ્રગટ થયો હતો, જેનું ઉર્દૂરૂપે 'ઈસ્લામી સિયાસત'ના નામથી પાછળથી પ્રગટ કરવામાં આવ્યું હતું. (મજકૂર પુસ્તિકામાં એ જવાબનો ચોથો નંબર છે, જે મૂળ પુસ્તકના પે. નં. ૬૦ થી શરૂ થાય છે.) આ પુસ્તક બધા જ માટે એક સરખી રીતે માર્ગદર્શક અને રોગનું ઓસડ બન્યું હતું. આ પુસ્તક ખરેખર ઘણું જ મૂલ્યવાન અને ઘા પર રૂઝ મૂકવામાં તથા બિમારોને શિફા અર્પણ કરવામાં અત્યંત સફળ અને ત્વરિત રીતે અસરકારક સાબિત થયું છે. કંઈ કેટલાય "રોગીઓ"ને આ પુસ્તક દ્વારા અલ્લાહના ફઝલથી "શિફા" નસીબ થઇ છે અને ચિંતાતૂર–વિહવળ દિમાગોને સંતોષ અને સાંત્વના મળ્યાં છે.

આજે ફરી જરૂરત મહસૂસ થતી હતી કે આ ફાયદાકારક અને અસરકારક પુસ્તકને ફરી પ્રકાશિત કરવામાં આવે, જેથી એમાં રજૂ કરેલ આ સચોટ ઉપાયને પણ બીજા ઘણાં અજમાવવામાં આવી રહેલાં ઉપાયોની સાથે અજમાવી જોવામાં આવે.

આ પુસ્તકના પ્રકાશનનો વિચાર એમ તો દરેક વખતે જ થતો રહ્યો, પરંતુ અહીં કેટલાક સમયથી ખાસ કરીને ઈ. ૧૯૮૮થી આ ઉમંગ વધુ તીવ્ર થઈ ગઈ હતી હિન્દુસ્તાનના મુસ્લિમો જે પરેશાનીઓ અને માનસિક ઝંઝાવાતોમાં સપડાઈ ગયા છે અને એનાથી મુક્તિ મેળવવા વિવિધ જાહેરી અને કાલ્પનિક યુક્તિઓ અપનાવી રહ્યા છે (એમાંથી કોઈ જાઈઝ યુક્તિની જરા પણ અવહેલના કર્યા વગર કે એની અગત્યતાનો ઇન્કાર કર્યા વગર) એમનું ધ્યાન એક એવી યુક્તિને અજમાવવા તરફ દોરવાનો ઉમળકો કૌમના કેટલાક નિખાલસ હિત ચિંતકોમાં પેદા થયો હતો, જે હંમેશા સો ટકા સફળ નીવડી છે, જેથી બીજા જાઈઝ, લાભદાયક અને સફળ ઇલાજોની સાથે અને એમાં જરાય નિષ્કાળજી દાખવ્યા વગર, આ એક વધુ યુક્તિ અને ઉપાયની તરફ પણ ઉમ્મત સંયુક્ત રીતે ધ્યાન કેન્દ્રિત કરે અને એને પણ અપનાવવા તૈયાર થઇ જાય, જેનાથી ફક્ત આશા જ

નહીં, બલકે સંપૂર્ણ વિશ્વાસ છે કે અલ્લાહ તઆલા ઉમ્મતની નિષ્ફળતાઓને સફળતાઓથી બદલી નાખશે અને વમળમાં અટવાયેલી ઉમ્મતની નાવને મંઝિલે મકસૂદના કિનારા સુધી પહોંચાડી દેશે, ઇન્શાઅલ્લાહ.

આ હેતુસર જનાબ મવ. મુઈનુલ્લાહ સા. નદવી મ. ઝિ. (નાયબ નાઝિમ : નદવતુલ ઉલમા લખનૌ)એ લેખકને હઝરતે અકદસ શૈખ ઝકરિય્યા (રહ.)ના કિંમતી પુસ્તક 'ઈસ્લામી સિયાસત'નો ટૂંકસાર કરવા તેમ જ યોગ્ય શીર્ષકો લગાડવાની ખિદમતનો સંકેત કર્યો હતો. લેખકે એને પોતાનું સદ્‌ભાગ્ય સમજીને આ ખિદમત એ પ્રકારે કરી છે કે, વધુ ભાગે હઝરત શૈખ (રહ.)ના જ મૂળ શબ્દો અને વાકયોને બાકી રાખતા (કે બુઝુર્ગોના શબ્દોમાં પણ બરકત અને પ્રભાવ હોય છે.) પ્રસંગ અનુસાર પેટા શીર્ષકો લગાડી દીધા છે અને જે વાતો ડબલ વખત આવી ગઈ હતી, તેને બાદ કરી દીધી છે. ઉપરાંત કયાંક–કયાંક ટૂંકમાં સમજુતીનો વધારો કરવાની પણ હિમ્મત કરી નાંખી છે. આ બધા જ વિષયો અને એની ટિપ્પણો, દલીલો અને હવાલાઓ પ્રસ્તુત પુસ્તક (ઈસ્લામી સિયાસત)માંથી જ લેવામાં આવ્યાં છે. એટલે આ પુસ્તકમાં હવાલાઓ ટાંકવાની જરૂરત જણાઈ નથી.

આ પુસ્તિકાના અંતમાં કેટલીક ભલામણો (સૂચનો)ના હેડિંગ હેઠળ જે કંઇ લખવામાં આવ્યું છે, એ લેખકનો પોતાનો વધારો છે. પુસ્તકના હેતુઓ અને કારણોને દૃષ્ટિ સમક્ષ રાખીને આ નવા રૂપાંતરનું નામ પણ "મુસલમાનોંકી પરેશાનિયોં કે હકીકી અસ્બાબ ઔર ઇલાજ" નક્કી કરવામાં આવ્યું છે.

અંતમાં વાંચકોથી નમ્ર વિનંતી છે કે, તેઓ આ પુસ્તિકાને ધ્યાનથી વાંચવા પર જ બસ ન કરે; પરંતુ શક્ય હોય ત્યાં સુધી એમાં સૂચવેલ યુક્તિઓ પર પોતે પણ અમલ કરવાના પૂરતા પ્રયત્નો કરે અને બીજાઓને પણ એના સંપૂર્ણ અમલ પર લાવવાના પ્રયત્નો કરે.

અલ્લાહ તઆલાથી દુઆ છે કે, તે એને વાંચનાર તથા એના પર અમલ કરનારની સાથે એને લખનાર અને રજૂ કરનારાઓને પણ પોતાની સંપૂર્ણ રહમતથી નવાઝે અને એના હેતુઓને પરિપૂર્ણ ફરમાવે, આમીન!

(મવ.) મુહંમદ બુરહાનુદ્દીન સંભલી સા.
દા. ઉ. નદવતુલ ઉલમા–લખનૌ
૧૩, રજબ હિ. ૧૪૧૧
૩૦, જાન્યુઆરી, ૧૯૯૧, જુમેરાત

# મુસલમાનોની મુસીબતોના વાસ્તવિક કારણો અને ઉપાયો

આજકાલ આ પ્રશ્ન લગભગ દરેક મુસલમાનની જીભ પર રમે છે કે મુસલમાન, જે અલ્લાહ તઆલા પર ઈમાન ધરાવે છે, એના રસૂલો (પયગમ્બરો)ને સાચા સમજે છે, ઉપરાંત એની શરીઅત પર કંઇ ને કંઈક માત્રામાં અમલ કરે છે છતાં તેઓ જ વિવિધ પ્રકારની તકલીફો અને મુસીબતોના ભોગ કેમ બનેલા છે ? પરંતુ આશ્ચર્ય છે એવા સંપૂર્ણ દીન-મઝહબના દાવેદાર, એવા સંપૂર્ણ ધર્મના અનુયાયીઓ એ કારણે અને એ બાબતે પરેશાન હોય કે, મુસલમાન શું કરે ? અલ્લાહ તઆલાએ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દીન કે દુનિયાની કોઈ પણ મોટામાં મોટી કે નાનામાં નાની જરૂરત અને વાત એવી બાકી નથી રાખી કે જેના સંબંધમાં ચોખ્ખા અને ખુલ્લા શબ્દોમાં અહકામ અને

આદેશો બયાન ન ફરમાવ્યા હોય. એમના લાભો-ગેરલાભો ન જણાવ્યા હોય અને પછી બધુ ફક્ત શાબ્દિક ઉદ્દબોધન કે પુસ્તકિયા જ્ઞાન પર જ અવલંબિત નથી રાખ્યું, બલકે અલ્લાહના સાચા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફિદાઈ જમાઅત (સહાબા રદિ.)એ એ બધા આદેશો પર પ્રત્યક્ષ રીતે અમલ કરી દેખાડીને એનો અનુભવ પણ કરી દેખાડયો છે. અર્થાત્ દીન અને દુનિયાની ભલાઈ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી અને અનુકરણમાં જ મૂકવામાં આવી છે; પરંતુ જ્યારે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અનુકરણને 'રૂઢી ચુસ્તતા' અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતો તથા જીવનશૈલી પર મરી ફિટવાને ટૂંકી દૃષ્ટિ સમજવા લાગીએ, તો આખિરતનું જે પરિણામ આવનારું છે, એ જાહેર છે અને દુનિયાનું જે થઈ રહ્યું છે તે સગી આંખે જોઇ રહ્યા છીએ.

જ્યારે પરિસ્થિતિ એવી થઈ જાય કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એક-એક સુન્નતને જાણી જોઈને બહાદૂરીપૂર્વક છોડવામાં આવી રહી હોય, ફક્ત એટલું જ નહી, બલકે એ સુન્નતોનો સામનો અને પ્રતિકાર (બહિષ્કાર) કરવામાં આવી રહ્યો હોય અને એ મુબારક સુન્નતો તરફ ધ્યાન દોરનારાઓને બેવકૂફ,

બુદ્ધિહીન અને દીનની સાચી સમજથી કોરાકટ દર્શા-વવામાં આવી રહ્યા હોય, ત્યારે પોતે જ જણાવો કે એવા સંજોગોમાં અલ્લાહ તઆલાની મદદ આવે તો કેવી રીતે આવે ? અને જો એના પર અલ્લાહનો ગઝબ નાઝિલ થાય તો એના પર આશ્ચર્ય કેવું ? !

અલ્લાહ તઆલાએ સ્પષ્ટ રીતે કુરઆન શરીફમાં ફરમાવ્યું છે કે, "અને જે કંઈ મુસીબત તમને (વાસ્તવમાં) પહોંચે છે, એ તમારા જ દુષ્કાર્યોના કારણે પહોંચે છે. (અને દરેક ગુનાહ પર નથી પહોંચતી, બલકે) ઘણાં ખરાં ગુનાહો (અને ક્ષતિઓ) તો અલ્લાહ તઆલા માફ કરી દે છે. (અને જો દરેક ગુનાહ પર દુનિયામાં જ પકડ થવા લાગે તો) તમે ધરતીમાં (કોઈ પણ સ્થળે આશ્રય લઈને) અલ્લાહ તઆલાને અશક્ત નથી કરી શકતા અને અલ્લાહ વગર કોઈ જ તમારો હિતેચ્છુ અને મદદગાર નથી." (સૂ. શૂરા : રુકૂઅ-૪)

બીજી જગ્યાએ અલ્લાહ તઆલાનું ફરમાન છે :

"ધરતી અને સમુદ્ર (અર્થાત આખા જગત)માં લોકોના કરતૂતોના લીધે જ ફસાદ ફેલાઇ ગયો છે. (અને બલાઓ, દુષ્કાળ, ધરતીકંપ આવી રહ્યાં છે) જેથી અલ્લાહ તઆલા એમના કેટલાક કાર્યોની શિક્ષાનો સ્વાદ

એમને ચખાડી દે. કદાચ કે તેઓ પોતાના આ (ખોટા) કાર્યોથી દૂર થઈ જાય." (સૂ. રૂમ : રુકૂઅ-૫)

એક હદીષ શરીફમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના શ્રેષ્ઠ સહાબી, પિતરાઈ અને જમાઈ (હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુ)ને સંબોધીને ઈર્શાદ ફરમાવ્યો કે, "ઓ અલી! જે કંઈ પણ તમને પહોંચે, બીમારી અથવા કોઈ પણ પ્રકારનો અઝાબ કે દુનિયાની કોઈ મુસીબત હોય તે પોતાના જ હાથોની કમાણી છે. અર્થાત પોતાના જ કુકર્મોનું પરિણામ છે."

વિચારવા યોગ્ય સ્થાન છે કે, હઝરત અલી (રદિ.) જેવી પ્રખર અને ઉચ્ચ કોટીની વ્યક્તિ પણ જો સંજોગો-વશાત્ (માનવ સહજ) કોઈ ભૂલ કરી બેસે, તો તેઓ પણ એની દુન્યવી શિક્ષાથી સુરક્ષિત નહીં રહી શકે, પછી બીજાઓ તો કેવી રીતે બચવા પામશે! વળી, બીજાઓની ભૂલો (ગુનાહો) પણ અસંખ્ય હશે. એટલે એ જ પ્રમાણે એમના ઉપર તકલીફો, વિટંબણાઓ આવી શકે છે. જો કે કેટલીક વખતે કેટલીક મુસીબતો અને અકસ્માતના નિમિત્ત કંઈક બીજી વસ્તુ પણ હોઈ શકે છે, જેના કારણે અંબિયા (અલૈ.) અને માસૂમ બાળકો પણ એ મુસીબતોના ભોગ બની જાય છે. જે પોતાના સ્થળે મજકૂર છે. દા. ત. તકલીફોથી ઉચ્ચ

દરજાના બુઝુર્ગોના દરજાઓ વધુ ઊંચા કરવામાં આવે છે. કયારેક એમના ધૈર્ય અને સહનશીલતાની પરીક્ષા પણ તકલીફો નાંખીને લેવામાં આવે છે.

## ક્યારેક નિર્દોષ પણ બીજા ગુનેગારોની સાથે શિક્ષા ભોગવે છે

અકસ્માતો અને આપત્તિઓનું એક વધુ વિશેષ–કારણ એ પણ બયાન કરવામાં આવ્યું છે અને એ કારણ એટલું શક્તિશાળી હોય છે કે એના ઝેરીલા પ્રભાવમાં કેટલીક વખતે એવા લોકો પણ સપડાઈ જાય છે, જેઓ એ ગુનાહોમાં પરોવાયેલા નથી હોતા. જેમકે નીચેની હદીષમાં જણાવવામાં આવ્યું છે :

"રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કોઈએ પૂછ્યું, "યા રસૂલલ્લાહ ! સલ્લલ્લાહુ અલયહિવ સલ્લમ અમે એ સ્થિતિમાં પણ બરબાદ થઈ શકીએ છીએ કે અમારી અંદર નેક લોકો ઉપસ્થિત હોય ?" હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ સલ્લમે ફરમાવ્યું, "હા જ્યારે ગુનાહોનું પ્રમાણ વધી જાય."

મોટા ગુનાહોના દૂષણથી બુઝુર્ગોની ઉપસ્થિતિમાં પણ અઝાબ આવી શકે છે અને આ ઇર્શાદ તો અસંખ્ય હદીષોમાં વિવિધ શીર્ષક હેઠળ આવ્યો છે કે,

"નેક કાર્યોની પરસ્પર શીખામણ આપતા રહો અને બદકાર્યોથી અટકાવતા રહો, નહીંતર અલ્લાહ તમારા ઉપર પોતાનો અઝાબ ફટકારી દેશે." કેટલીક હદીષોમાં એના પછી ફરમાવ્યું છે કે, "એ સમયે અગર દુઆ પણ માંગવામાં આવે, તો તે કબૂલ થશે નહિ."

## બીજાઓને ગુનાહોમાં સપડાયેલા જોઇને ચૂપ રહેવાથી અઝાબ આવી શકે છે

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અસંખ્ય હદીષો એ વિષયની નકલ કરવામાં આવી છે કે, નાજાઈઝ કાર્યોને થતાં જોઇને ઓછામાં ઓછું ગુસ્સો અને દુઃખ તો જરૂર થવું જોઈએ. જો ગુસ્સો અને દુઃખ પણ ન થાય, તો એના ઉપર અઝાબની ધમકીઓ છે. અર્થાત્ જો ગુનાહોને અટકાવવાની ક્ષમતા ન હોય, તો ઓછામાં ઓછો દરજ્જો એ છે કે, એ ગુનાહિત કાર્યો થતાં જોઇને અફસોસ અને દુઃખ તો જરૂર થવું જોઈએ.

## નમાઝની અગત્યતા અને એના છોડવા પર દુન્યવી અઝાબનો ભય

ઈસ્લામમાં સૌથી મહત્ત્વનું સ્થાન નમાઝનું છે. ઘણી બધી હદીષોમાં નમાઝ છોડી દેવાને કુફ્ર સુધી પહોંચાડનારું કૃત્ય જણાવવામાં આવ્યું છે.

ઈસ્લામ અને કુફ્રમાં મુખ્ય તફાવત જ 'નમાઝ'ને દર્શાવવામાં આવ્યો છે, પરંતુ કેટલા મુસલમાનો છે, જે આ અગત્યના ફર્ઝની તકેદારી રાખે છે ? એનાથી પણ વધીને એ કે નમાઝ નહીં પઢનારાઓને યાદ અપાવવાની હિમ્મત પણ કોઈનામાં નથી !

ચિંતન-મનન કરવા જેવી બીના છે કે, જ્યારે મુસલમાનોની આ પરિસ્થિતિ છે અને એમનું જીવન શરીઅત વિરુદ્ધની શૈલીથી પસાર થઇ રહ્યું હોય કે નમાઝ જેવી અગત્યની ઈબાદતને પણ કોઇ મહત્ત્વતા આપતા નથી, એના પરિણામ સ્વરૂપ જો એમના ઉપર મુસીબતો આવે અને પછી આવનારી મુસીબતો-વિટંબણાઓ પર રોદણાં રડે, તો શું તેઓ ખરેખર એના લાયક કહેવાશે ? સત્ય તો એ છે કે આવા સંજોગોમાં અમારા ઉપર જેટલી પણ મુસીબતો નાઝિલ થાય એ ઓછી જ કહેવાય, કારણ કે એનાથી કંઈક વધુ પ્રમાણમાં અમે પોતાના કુકર્મોના લીધે અઝાબના હકદાર છીએ. આ તો ફક્ત અલ્લાહ તઆલાની રહમત અને કૃપા છે કે, (આવા મહા પાપો કર્યા પછી પણ) અમે આ ધરતીના ઉપર બાકી રહીએ છીએ, નહીંતર જો અમારા કુકર્મોની પૂરેપૂરી શિક્ષા આપવામાં આવે, તો અમારું અસ્તિત્વ જ આ ધરતી પરથી નષ્ટ થઈ જાય !

બારમ —**વ્યાજુ વ્યવહાર પર શિક્ષાઓ**

જે શરઈ આદેશોના ઉલ્લંઘન પર સખત શિક્ષાઓનો ઉલ્લેખ છે, એમનામાં વ્યાજુ લેવડ–દેવડ પણ છે. અલ્લાહ તઆલા અને એના સાચા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફરમાનો પર વિચાર કરો તો અલ્લાહ તઆલાએ કેટલી સખત રીતે વ્યાજના સંબંધમાં કુરઆને મજીદમાં ચેતવણી આપીને મનાઈ ફરમાવી છે. અહીં સુધી કે પોતાના અને પોતાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી એવા લોકોની વિરુદ્ધ યુદ્ધની જાહેરાત ફરમાવવામાં આવી છે કે જેઓ વ્યાજુ વ્યવહાર છોડતા નથી, અલ્લાહ તઆલાનું ફરમાન છે : "જો તમે આવું ન કરો (વ્યાજના બાકી પૈસા જે લોકોના ઉપર તમારા લેવાના બાકી છે એને ન છોડી દો) તો અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી યુદ્ધની ઘોષણા સાંભળી લો."

(સૂ. બકરહ : રૂ. ૩૮)

(જાણકારોનું કથન છે, કે દુનિયાના બે મહાન વિશ્વયુદ્ધો વ્યાજના કારણે જ છેડાયા હતા અને હજુ પણ દુનિયામાં જે દિશામાં યુદ્ધના વાદળો છવાયેલાં દેખાય છે, જો ઊંડી દૃષ્ટિએ જોવામાં આવે, તો એના કારણોમાં મુખ્ય કારણ વ્યાજ નીકળશે.)

## બીજા ગુનાહો પર દુન્યવી અઝાબ

એક હદીષમાં છે કે, જે કૌમ (પ્રજા)માં વ્યભિચાર અને વ્યાજુ વ્યવહાર સામાન્ય થઈ જાય, એ કૌમે અલ્લાહ તઆલાના અઝાબ માટે પોતાને તૈયાર કરી લીધી છે. આ બધાં ફરમાનોને મગજમાં સંગ્રહી રાખ્યા બાદ હવે આજેકાલના મામલાઓને શરઈ સિદ્ધાંતો પર તપાસો. કેટલા મામલાઓ એવા છે કે, જેમાં વ્યાજુ લેવડ-દેવડ ખુલ્લી રીતે થાય છે. એનાથી વધીને એ વાત છે કે, જેમાં વ્યાજુ વ્યવહારને હવે જાઈઝ ગણાવવામાં આવી રહ્યો છે અને એના જાઈઝ હોવા પર પુસ્તકો-લેખો લખવામાં આવી રહ્યાં છે ? !

એક બીજી રિવાયતમાં છે કે, "અગર કોઈ વ્યક્તિનું સન્માન ફક્ત એની બુરાઈ (ઉપદ્રવ)થી સુરક્ષિત રહેવાના આશયથી જ કરવામાં આવે અને ઝકાતને ટેક્ષ સમજવામાં આવે (એને અદા કરવામાં ભાર લાગે) અને દારૂ વધુ પ્રમાણમાં પીવામાં આવે, માં ની નાફરમાની કરવામાં આવે, ગાવા-વગાડવા (ગીત-સંગીત)નો રિવાજ સામાન્ય થઈ જાય તો પછી આકાશ પરથી મુસીબતો અને બલાઓની વર્ષા થવા લાગશે. ભૂંકપો થશે અને લોકો ધરતીમાં ધરબાઈ જશે, એમના ચહેરાઓ બગડી જશે."

એક રિવાયતમાં એ પણ છે કે, "શરાબ (ખુલ્લી રીતે) પીવામાં આવે, (પુરુષો) રેશમી (સિલ્કી) લિબાસ પહેરવા લાગે, ગાનારી–નાચનારી વેશ્યાઓને (ગાવા અને નૃત્ય કરવા) બોલાવવામાં આવે, વાજિંત્રો બનાવવામાં આવે, (સામાન્ય રીતે ઠેર–ઠેર ઉપયોગમાં લેવામાં આવે), ઉમ્મતના પહેલાંના લોકો (સહાબા રદિ., તાબિઈન અને મુજતહિદ ઈમામો)ને ભૂંડા કહેવામાં આવે, તો એ બધી જ મુસીબતો અને અઝાબ નાઝિલ થશે, જેનો ઉલ્લેખ આનાથી પહેલી રિવાયતમાં થયો છે."

એક હદીષ શરીફમાં છે કે, "હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, જે કૌમમાં દગા-બાજીનું વર્ચસ્વ હોય, તો અલ્લાહ તઆલા એ કૌમના દિલોમાં શત્રુઓનો ભય નાંખી દેશે અને જે કૌમમાં વ્યભિચાર વધી જશે, એ કૌમમાં મૃત્યુઆંક વધી જશે અને જે કૌમ તોળવા–જોખવામાં ઓછું કરશે, એની રોજીમાં ઘટાડો થઈ જશે અને જે લોકો વચનભંગમાં સપડાશે (વચન આપીને એનું પાલન નહિ કરે) તો એમના ઉપર અલ્લાહ તઆલા કોઈ દુશ્મનને પ્રભુત્વ આપી દેશે........નિયુક્ત કરી દેશે."

એક હદીષમાં એ પણ આવ્યું છે કે, "જે કૌમમાં વ્યભિચાર ખુલ્લી રીતે થવા લાગે, એમની અંદર પ્લેગ

અને એવી નવી નવી બીમારીઓ ફેલાઈ જશે, કે જે પહેલાં ક્યારેય સાંભળવામાં આવી ન હોય અને જે ગ્રૂપ માપ-તોલમાં ઓછું કરશે, તે દુષ્કાળ, તકલીફ અને બાદશાહ (રાષ્ટ્ર પ્રમુખ, વડા પ્રધાન, મુખ્ય પ્રધાન વગેરે)ના અત્યાચારોનો ભોગ બની જશે અને જે લોકો ઝકાત અદા નહી કરે, એમના ઉપર વર્ષા પણ અટકાવી લેવામાં આવશે.” આજે જગતમાં ઘણાં બધાં એવાં રોગોનું પ્રચલિત થઈ જવું કે જેમનું પહેલાં નામ પણ સાંભળવામાં આવતું ન હતું, દા. ત. એઈડ્સ અને બીજી બીમારીઓ, એ ઉપરોક્ત હદીષમાં કરવામાં આવેલ ભવિષ્યવાણીની સત્યતા પર ગવાહ છે. ખાસ કરીને એવા વિસ્તારો અને દેશોમાં આ બીમારીઓનું વધુ પ્રમાણમાં ફેલાઈ જવું, જ્યાં વ્યભિચાર વગેરે વધુ પ્રમાણમાં છે, જેમ કે અમેરિકા, યુરોપ, ફ્રાન્સ વગેરે. એ પોઈન્ટ વધુ વિચારવા યોગ્ય છે.

એક હદીષમાં છે કે, જે લોકોમાં લાંચ-રુશવતનું પ્રમાણ વધી જાય છે એમના દિલો પર રોફ વધી જાય છે (એ દરેક વ્યકિતથી પ્રભાવિત થઇ જાય છે).

હઝરત કઅબ (રદિ.)એ ફરમાવ્યું છે કે, “આ ઉમ્મતની હલાકત (વિનાશ) વચનભંગની કુટેવના લીધે થશે.”

એક હદીષ શરીફમાં છે કે, "જે ઈબાદતનો સવાબ સૌથી વધુ તાત્કાલિક મળી જાય છે, તે સગાં–સ્નેહીઓની સાથે સદ્‌વર્તાવ છે. અહીં સુધી કે કેટલાક કુટુંબો ગુનેહગાર હોય છે, પરંતુ સદ્‌વર્તાવના કારણે એમનો માલ (ધન–સંપત્તિ) વધી જાય છે અને એમની અવલાદમાં પણ વધારો થઈ જાય છે અને સૌથી વધુ તાત્કાલિક અઝાબ લાવનાર ગુનોહ ઝુલ્મ (અત્યાચાર) અને જુઠ્ઠી કસમ ખાવું છે, કે એના લીધે માલ પણ બરબાદ થઈ જાય છે અને એમની સ્રીઓ વાંઝિયેણ થઈ જાય છે, (અવલાદ પેદા નથી કરી શકતી) અને આખીને આખી વસ્તીઓ ખાલી થઈ જાય છે. અર્થાત એમાં મૃત્યુઆંક ઘણો વધી જાય છે.

## ગુનાહોને અટકાવવાના પ્રયત્નો
## ન કરવા પર અઝાબ

એક હદીષ શરીફમાં છે કે, "હક તઆલા શાનુહુ કેટલાક લોકોના કોઈ (નાજાઈઝ) કાર્ય કરવાના લીધે સર્વગ્રાહી અઝાબ નાઝિલ નથી ફરમાવતો, જ્યાં સુધી કે એમની સામે એ કાર્ય ન કરવામાં આવે કે જેઓ એને અટકાવવા પર શક્તિમાન હોય, છતાં તેઓ એને ન અટકાવે અને જ્યારે વાત અહીં સુધી વણસી જાય છે, ત્યારે સામાન્ય અને વિશેષ એમ બધા જ પ્રકારના લોકો

પર અલ્લાહનો અઝાબ ઊતરી પડે છે અને આ જ કારણો છે, જેમના લીધે આજ–કાલ નવી–નવી મુસીબતો, ધરતીકંપો, તોફાન–વાવાઝોડા, દુકાળ, ટ્રેનોની અથડામણો, દુર્ઘટનાઓ અને પ્રલયો જાણે કે નિત્યક્રમ બની ગયાં છે, જેની કોઈ સીમા જ નથી. નવા–નવા રોગો અને વિપત્તિઓ રોજેરોજ વધી જ રહી છે, જે પહેલાં વર્ષોમાં પણ થતા ન હતાં, તેવા બનાવો હવે અવિરત બની રહ્યાં છે.

## કોઈના પર અત્યાચાર કરવું ઈલાહી અઝાબનું નિમિત્ત છે

એક હદીષ શરીફમાં છે કે, "અલ્લાહ તઆલા ફરમાવે છે કે મારો ક્રોધ એ વ્યક્તિ પર ઘણો જ સખ્ત હોય છે, જે એવી વ્યક્તિ પર અત્યાચાર કરે, જેનો મારા વગર કોઈ બીજો મદદગાર ન હોય."

## જ્યાં ચિત્રો લટકાવેલાં હોય ત્યાં જવાની મનાઈ

એક વ્યક્તિએ હઝરત ઉમર (રદિ.)ને દઅવત આપી તો હઝરત ઉમર (રદિ.)એ પૂછયું, "તમારા ઘરમાં ચિત્રો તો નથી ને ? પેલા ભાઈએ કહ્યું "જી હા ! ચિત્રો તો લટકાવેલાં છે" ત્યારે હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું, "અમે એવા ઘરમાં જતાં નથી, જેમાં તસ્વીરો

હોય છે.” આજકાલના દુનિયાના આધુનિક સુધરેલા મકાનો પર જરા એકાદ દૃષ્ટિપાત કરો, શું ચિત્રો વગર મકાનનું ડેકોરેશન અને શોભા થઈ શકે છે ? અને કોઈ મૌલ્વીમાં પણ એને અટકાવવાની હિંમત છે ? અગર કોઈ મૌલ્વીએ એ પ્રત્યે અણગમો વ્યક્ત કર્યો (કે આ વસ્તુ ખોટી છે) તો તરત જ એના ઉપર ટૂંકી દૃષ્ટિવાળો અને રૂઢીચુસ્ત હોવાનો આક્ષેપ લાગી જશે. એ વિચારથી ઘણાં બધા મૌલ્વીઓ પણ પોતાની જવાબદારી અને ફરજ અદા કરવાથી ચૂકી જાય છે.

## રમત-ગમતમાં પ્રવૃત્ત રહેવું અને એના પર ખર્ચ કરવું વિનાશકતાને નોતરનારું છે

એક હદીષ શરીફમાં છે કે, થોડો માલ જે (જરૂરત) પૂરી કરનારો હોય, એવા વધુ પડતા માલથી કે જે ખેલ-કૂદમાં પ્રવૃત્ત રાખે બેહતર છે અને જ્યારે સૂર્યાસ્ત થાય છે ત્યારે તો એની પાસે બે ફરિશ્તાઓ ઊભા રહીને દુઆ માંગે છે: “યા અલ્લાહ ! સદકાર્યોમાં ખર્ચ કરનારને સારૂં વળતર આપ અને સારા કાર્યોમાં ખર્ચ ન કરનારના માલને બરબાદ કરી નાખ.”

આ હદીષોની સત્યતા છાશવારે એવી રીતે પ્રગટ થયા કરે છે કે લોકો પોતે જ પોતાની ધન-સંપત્તિ વડે બરબાદી અને વિટંબણાઓ ખરીદવાના અસબાબ

કોર્ટ-કેસોના ચક્કરો ઊભા કરીને કરી લેતા હોય છે અથવા અલ્લાહ તઆલા (એમના બદકાર્યોના લીધે) એમને એવી સખત માંદગીમાં સપડાવી દે છે કે ડોકટરો અને સ્પેશિયાલિસ્ટસની કંન્સલટિંગ ફીસ, દવા, ઉપચાર-સારવાર અને ઓપરેશનોમાં જ હજારો રૂપિયાનું પાણી કરી નાંખે છે અને જો સાચો-જુઠ્ઠો કેસ ઊભો થઈ જાય, તો કોર્ટના ધક્કાઓ અને વકીલો જજોને ખવડાવવામાં જ પોતાની ધન-સંપત્તિ અને બેંકબેલેન્સ ખર્ચી નાંખે છે અને જો કોઈ પોતાના નેક આ'માલના લીધે આ બધા પ્રોબ્લેમ્સથી પોતે સુરક્ષિત રહી જાય, તો એની અવલાદ એવી નાલાયક અને લોફર નીકળે છે કે. બાપે વર્ષોની મહેનતથી ભેગી કરેલી સંપત્તિને મહિનાઓમાં જ ભોગ-વિલાસમાં ઉડાવી નાંખે છે. આ કાલ્પનિક વાર્તાઓ નથી, પરંતુ દરરોજ બનતા બનાવો અને ઘટનાઓ છે કે મોટાઓએ (વડીલોએ) મહેનત કરીને, લોહીનું પાણી કરીને ઘણી બધી ધન-દૌલત જમા કરી હતી અને એમના મૃત્યુ પછી નાલાયક વારસદારોએ વર્ષોની કમાણીને મહિનાઓ બલકે અઠવાડિયાઓમાં જ ખર્ચી નાખી. ("માલે મુફત, દિલે બેરહમ" તે આનું જ નામ !)

વાસ્તવમાં અહીં તો જણાવવાનું છે કે, જે પ્રકારની પરેશાનીઓમાં (માનસિક દબાણમાં) લોકો સપડાયેલા

છે, તે એમના પોતાના જ કરતૂતોનું પરિણામ છે અને એવા સાચા–પાકા પ્રમાણભૂત, વિદ્વાન હકીમે (કે જેનું પ્રિશક્રિપશને ક્યારે ય ભૂલ કરી નથી, કરી શકતો નથી) સ્પષ્ટ રીતે આ બધા જ રોગોના કારણો બતાવી દીધા છે અને એના ઉપાયોથી પણ માહિતગાર કરી દીધા છે. હવે બીમારીના એ કારણોથી દૂર રહેવું–બચવું અને જો બીમારી લાગી જાય તો એનો ઈલાજ કરવો એ કંઈ ડોકટરનું કામ નથી, (પરંતુ દર્દીનું પોતાનું જ કામ છે.) કોઇ બીમાર જો પોતાની બીમારીને દૂર કરવા લક્ષ ન આપે તો એમાં એનું જ નુકસાન છે.

## ઉલમાથી અદેખાઈ રાખવી પણ મુસીબતોનું નિમિત્ત છે

એક હદીષ શરીફમાં છે કે, "મારી ઉમ્મત પોતાના આલિમોથી અદેખાઈ રાખવા લાગે અને માર્કેટોના બાંધકામને સુશોભિત કરવા લાગે અને દિરહમો (રૂપિયા) ભેગા કરવા પર નિકાહ કરવા માંડે (અર્થાત્ શાદી કરવાનો હેતુ શરઈ આદેશોના પાલન અને નફસ (મન)ની સુરક્ષાના બદલે ધનવાન બનવાનો હોય) ત્યારે હક તઆલા શાનુહુ એમના ઉપર ચાર પ્રકારના અઝાબ નાંખી દેશે : દુકાળ, રાજા (સત્તાધીશ)નો અત્યાચાર, ગવર્નરો (પ્રધાનો)ની દગાબાજી અને શત્રુઓનું આક્રમણ"

હઝરત અલી (કર્રમલ્લાહુ વજહહૂ)નો ઇર્શાદ છે કે, "ગુનાહની શિક્ષા કયારેક ઈબાદતમાં સુસ્તી, રોઝીમાં તંગી અને સ્વાદમાં ઘટાડાના રૂપમાં મળે છે."

આ બધી રિવાયતોથી એ હકીકત સ્પષ્ટ થઈ જાય છે કે, જેવી રીતે ગુનાહો અને અપરાધોનું પ્રમાણ વધી જવાથી મુસીબતો અને અકસ્માતોમાં વૃદ્ધિ થઈ જાય છે, એવી જ રીતે ઈબાદત અને બંદગીમાં પ્રવૃત્તિ એ બન્ને જહાનની સફળતાનું નિમિત્ત છે. હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે અલ્લાહ તઆલા ઈર્શાદ ફરમાવે છે; "એ આદમની અવલાદ ! તું મારી ઈબાદત માટે સમય કાઢ, હું તારી છાતીને ગિના (બે ન્યાઝી)થી ભરી દઈશ અને તારી તંગીને દૂર કરી દઈશ અને જો તું આવું નહીં કરે (મારી ઈબાદત માટે સમય નહીં કાઢે) તો તને પ્રવૃત્તિઓમાં (અસંખ્ય મૂંઝવણોમાં) ફસાવી દઈશ અને તારી તંગી (નિર્ધનતા) પણ દૂર નહીં કરીશ." (તું ગરીબી–મોહતાજી અને પરેશાનીઓમાં ઘેરાયેલો જ રહીશ.)

એક બીજી પ્રમાણભૂત હદીષ શરીફમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અલ્લાહ તઆલાનો ઈરશાદ બયાન ફરમાવ્યો છે કે, "અગર બંદો મારી (સંપૂર્ણ) ઈબાદત કરે, તો રાત્રે તે સૂતેલો રહે છે, ત્યારે એમના

ઉપર વરસાદ વરસાવું છું અને દિવસના સૂર્ય ઝળકતો રહે છે (જેથી તેમના વેપાર–વાણિજ્યમાં વાંધો ન આવે). અને વિજળીના ધડાકા–કડાકા પણ એમના કાનમાં ન પડે" (જેથી એમને જરા ય ભય કે ગભરામણ ન થાય).

હઝરત ઈમામ ગઝાલી (રહ.)એ પોતાના પ્રખ્યાત પુસ્તક 'ઈહયાઉલ ઉલૂમ'માં લખ્યું છે કે, "હઝ. મૂસા (અલૈ.)ના સમયકાળમાં એક વખતે ઘણો જ સખત દુકાળ પડયો, ત્યારે હઝરત મૂસા (અલૈ.) પોતાની કૌમ બની ઈસ્રાઈલની સાથે ત્રણ દિવસ સુધી 'ઈસ્તિસ્કા'ની નમાઝ પઢવા માટે શહેરની બહાર તશરીફ લઈ જતા હતા; પરંતુ વરસાદ ન જ પડયો. ત્રીજા દિવસે અલ્લાહ તઆલા તરફથી વહી આવી કે, "તમારી આ જમાઅતમાં એક વ્યક્તિ ચાડિયો છે, એના કારણે તમારા લોકોની દુઆ કબૂલ નથી થતી."

બની ઈસ્રાઈલ (યહૂદીઓ)નો જ આ પ્રકારનો એક બીજો પણ પ્રસંગ છે, જે હઝરત સુફિયાન શૌરી (રહ.)થી પણ નકલ કરવામાં આવ્યો છે કે લગાતાર સાત વર્ષો સુધી સખત દુકાળ પડવાના કારણે બની ઈસ્રાઈલને મૃતદેહો અને મરેલા જાનવરો ખાવાની પણ નૌબત આવી ગઈ હતી, એ સ્થિતિમાં લોકો હેરાન–પરેશાન જંગલો અને પર્વતોની તરફ દરરોજ દુઆઓ માંગવા

અને ઈસ્તિસ્કાની નમાઝો અદા કરવા જતા હતા. અલ્લાહ તઆલાએ એ સમયના અંબિયા (અલૈ.)ની તરફ વહી મોકલી કે, "તમારી જીભો દુઆઓ કરતાં કરતાં બિલકુલ સૂકાઈ કેમ ન જાય અને દુઆઓ માટે ઊઠેલા તમારા હાથો આકાશને કેમ ન આંબી જાય, પરંતુ ત્યાં સુધી કોઈ રોઝાદાર પર પણ રહમ અને કૃપા નહીં કરીશ, જ્યાં સુધી કે પરસ્પરના અત્યાચાર દૂર ન કરવામાં આવે અને એક-બીજાના હક્કો (અધિકારો) ન અદા કરવા લાગે"

ભાવાર્થ એટલો જ છે કે હદીષોની કિતાબોમાં એવી સેંકડો રિવાયતો મળે છે કે, જેમનામાં સ્પષ્ટ રીતે સદકાર્યો કરવા પર બન્ને જહાંની કામિયાબી અને બદકાર્યો પર બન્ને જગતના નુકસાનનું વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે. એ બધી જ રિવાયતોને આવરી લેવી અશક્ય છે; અને એનો ઈરાદો પણ નથી. આ થોડાક નમૂનાઓ રજૂ કરવાનો આશય એ જ છે કે, મુસલમાન જ્યારે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફરમાનોને સત્ય સમજે છે તો પછી પોતાના ઉપર કેટલો ખુલ્લો અત્યાચાર કરી રહ્યો છે કે ગુનાહોમાં સપડાઈને પહેલાં તો પોતે જ જાણી જોઈને મુસીબતો નોતરે છે અને પછી પોતે જ પોતાના મોઢે મુસલમાનોના સર્વનાશનું રોદણું રડે છે !

## ગુનાહોથી બચવા પર સત્તાધીશો તરફથી ન્યાય અને કૃપા

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે. "અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે હું જ અલ્લાહ છું, મારા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. હું બાદશાહોનો પણ માલિક છું અને શહેનશાહોનો પણ શહેનશાહ છું. (અર્થાત સત્તાધીશો પર પણ મારો જ અધિકાર ચાલે છે.) બાદશાહોના દિલો પણ મારા જ હાથમાં બંધ છે. જ્યારે બંદાઓ મારી આજ્ઞાનું પાલન કરે છે તો હું એ બાદશાહોના દિલોમાં એ બંદાઓની સાથે હમદર્દી, મૃદુતા અને સ્નેહની લાગણી પેદા કરી દઉં છું, એટલે તેઓ પ્રજા પ્રત્યે હમદર્દ, મહેરબાન અને કૃપાળુ બની જાય છે."

હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે, "મને બયાન કરવામાં આવ્યું છે કે, હઝરત ઈસા (અલૈ.) કે હઝરત મૂસા (અલૈ.)એ અલ્લાહ તઆલાને વિનંતી કરી હતી કે, "લોકોથી આપ રાજી છો એનું ચિહ્ન શું છે?" અલ્લાહ તઆલા તરફથી જવાબ મળ્યો; "ખેતર વાવતી વખતે એમના ઉપર વરસાદ મોકલું છું અને પાકને લણતી વખતે વર્ષાને અટકાવી દઉં છું, એમની વ્યવસ્થા સંચાલનના કાર્યો બુદ્ધિશાળી આયોજકોના હાથમાં આપું

છું. એ લોકોને વિપુલ પ્રમાણમાં સંપત્તિ આપું છું, જેઓ સખી અને દાનવીર હોય છે." પછી એમણે પૂછયું કે, "યા અલ્લાહ ! આપ પોતાના બંદાઓથી નારાજ છો એની શી ઓળખ છે ?" અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : "ખેતરમાં રોપણી કરતી વખતે વરસાદને થોભાવી દઉં છું અને પાકને કાપતી–લણતી વખતે જ વરસાદ મોકલું છું અને એમની વ્યવસ્થાના કાર્યો બેવકૂફો અને મૂર્ખાઓને સુપ્રત કરી દઉં છું અને માલ કંજૂસોને આપી દઉં છું, (જેઓ પોતાની કંજૂસાઈના લીધે માલ જરૂરતમંદોને આપતા જ નથી, એના લીધે ગરીબોની મુસીબતોમાં વધારો થઈ જાય છે !)

એટલે જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીષોમાં સત્તાધીશોને ગાળો ભાંડવાની મનાઈ કરવામાં આવી છે

એક હદીષ શરીફમાં છે કે, "હાકિમો (સત્તાધીશો)ને ગાળો ન આપો, બલકે એમની સુધારણાની દુઆ કરો કે એમના સુધારામાં તમારી પણ સુધારણા છૂપાયેલી છે. (અર્થાત ગાળો આપવાથી તો તેમની સુધારણા થઈ શકવાની નથી, એટલે હાકિમોને ગાળો ભાંડવાના નિરર્થક કાર્યથી બચો. અલબત્ત, એમના નેક અને પરોપકારી થઈ જવા માટે દુઆ માંગો. જો તેઓ નેક બની જશે તો પ્રજા પર અત્યાચાર નહીં કરે, એની દેખરેખ રાખશે.)

ઉપરોક્ત હદીષોથી સ્પષ્ટ જણાય છે કે, અલ્લાહ તઆલાની આજ્ઞાનું ઉલ્લંઘન જ દુનિયામાં મુસીબતોનું કારણ બને છે અને સદ્કાર્યો દુનિયામાં પણ સફળતાના નિમિત્ત બને છે. કેટલીક હદીષોમાં ખાસ પ્રકારના ગુનાહો પર ખાસ–ખાસ પ્રકારની મુસીબતો અને અકસ્માતો, આપત્તિઓ આવવાની આગાહી પણ કરવામાં આવી છે અને વિશેષ પ્રકારની ઈબાદત પર વિશેષ પ્રકારની નેઅમતો મળવાનો ઉલ્લેખ છે.

મુસલમાન મુસીબતોની લાંબી દુહાઈ તો આપે છે અને અલ્લાહ તરફથી વિશેષ ઈનામ અને નેઅમતોની હર પળે આશા તો માંડી બેસે છે, પરંતુ જે કાર્યો પર આ વસ્તુઓ અવલંબે છે, એનાથી બિલકુલ ગાફેલ રહે છે અને અલ્લાહના હુકમોનો ખુલ્લી રીતે અનાદર અને નાફરમાની કરે છે અને નાફરમાની પર કરવામાં આવેલી અઝાબની ચેતવણીઓ પર દુર્લક્ષ સેવે છે અને જો કોઈ એ ગફલત પ્રત્યે ધ્યાન દોરે તો એની પાછળ પડી જાય છે !

## આશ્ચર્ય અને ખેદજનક વાત

નવાઈની વાત છે કે જ્યારે એક સામાન્ય ડોકટર કે વૈદ કોઈ વસ્તુના સંબંધમાં કહી દે કે એ નુકસાન-કારક છે. એક કાફિર ડોકટર જાહેરાત કરી દે કે

"આજકાલ જમરૂખ ખાવાથી કોલેરા થઈ જશે" તો એ જાહેરાત સાંભળીને મોટા-મોટા શૂરવીરોની હિંમત પણ જમરૂખ ખાવાની થશે નહિ !

પરંતુ અલ્લાહ તઆલાના પવિત્ર અને સાચા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કે જેઓ પરમ કૃપાળુ અને માનવજાતના સુધારક-ઉદ્ધારક અને હિતેચ્છુ બનીને તશરીફ લાવ્યા હતા, જેમને હરેક પળે પોતાની ઉમ્મતની સફળતા અને પ્રગતિની જ ચિંતા રહેતી, એની જ તકેદારી રાખતા હતા, જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉમ્મતને લાભદાયક વસ્તુઓનો હુકમ કરે છે અને નુકસાનકારક વસ્તુઓથી અટકાવે છે, પરંતુ ઉમ્મત પોતાના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પ્રત્યેની પોતાની વફાદારી, ફરમાંબરદારી અને ન્યોછાવર વૃત્તિના લાંબા-પહોળા દાવાઓ મોઢેથી કરવા છતાં એ નબવી ફરમાનોની કોઇ જ પરવા ન કરે એ કેટલો ખુલ્લો ઝુલ્મ છે ? !

જ્યારે કોઇ વ્યક્તિ એ બુરાઈઓને ત્યજી દેવાને બદલે એવું સમજે કે એ જ (ખોટા) કાર્યોથી પ્રગતિ અને ઉન્નતિ થશે, તો પછી અલ્લાહ તઆલાથી લડવા માટે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની લા'નત-ફિટકાર વેઠવા માટે અને એના પરિણામ સ્વરૂપ

મુસીબતો, અપમાનો, વિપત્તિઓ અને વિટંબણાઓ ઉઠાવવા માટે એણે તૈયાર રહેવું જોઈએ.

## એક ગેરસમજની ચોખવટ

એક પ્રશ્ન અહીં સામાન્ય લોકોને એ ઊભો થાય છે કે જેમાં કેટલીક વખતે વિશેષ લોકો પણ ભેરવાઈ જાય છે? એ પ્રશ્ન એ છે કે, "જે નેકીઓ અને બુરાઈઓનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે, એ જેવી રીતે મુસલમાનો માટે ફાયદાકારક અને નુકસાનકારક છે, એવી જ રીતે કાફિરો માટે પણ હોવી જોઈએ? કારણ કે નુકસાનકારક વસ્તુ ગમે તેમ તો નુકસાનકારક જ હોય છે! પછી એનું શું કારણ છે કે, કુફ્ફાર આટલી બધી બદકારીઓમાં સપડાયેલા હોવા છતાં મોજમઝા કરે છે, દુનિયામાં સફળ છે અને મુસલમાનો નાદાર, નિર્ધન અને કંગાળ સ્થિતિમાં હોય છે? અને એમની પરેશાની-ઓમાં (ચિંતાઓમાં) વૃદ્ધિ જ થતી જાય છે? આ પ્રશ્નનો ઉત્તર હદીષોના અભ્યાસથી મળી જાય છે, જેમાંથી કેટલીક અહીં પ્રસ્તુત છે :

અલ્લાહ તઆલા મોમિનની કોઈ પણ નેકીમાં ઘટાડો નથી કરતો. મોમિનને ક્યારેક એ નેકીઓ વડે દુનિયામાં ઈનામ (સફળતા અને સમૃદ્ધિના રૂપમાં) મળી

જાય છે અને આખિરતમાં પણ (ચોક્કસ) એનો સવાબ અલગથી આપવામાં આવશે અને કાફિરને એની સારી ટેવો (સદકાર્યો)ના લીધે દુનિયામાં જ રોજી (ઈનામ) આપી દેવામાં આવે છે; પરંતુ જ્યારે તે આખિરતમાં પહોંચી જશે તો (ઈમાન ન હોવાના લીધે કે જે આખિરતના સવાબ માટે શર્ત છે) એની બધી જ નેકીઓ બેકાર ચાલી જશે અને એમનો કોઈ જ સવાબ એને મળશે નહીં.

અસંખ્ય હદીષોમાં વિવિધ શીર્ષક હેઠળ આ વિષયને વધુ પ્રમાણમાં બયાન કરવામાં આવ્યો છે, કાફિરને જો કે એની નેકીઓનું કોઈ જ વળતર આખિરતમાં મળવાની શકયતા જ નથી, એટલે જે કોઈ પણ પ્રકારની ખૂબી, ભલાઈ, ઉપકાર અને સદકાર્ય તે દુનિયામાં કરે છે એનું વળતર એને દુનિયામાં જ ચૂકવી દેવામાં આવે છે, કારણ કે તે પોતાના સદકાર્યોનો બદલો ફક્ત દુનિયામાં જ મેળવી શકે છે અને એટલા જ માટે સેંકડો કુકર્મોની સાથે-સાથે એ જેટલા પ્રમાણમાં પણ સદકાર્યો કરતો રહે છે, એના કારણે દુનિયામાં સફળતા અને પ્રગતિ મેળવતો રહે છે.

જ્યારે મુસલમાનને એની નેકીઓ અને સદકાર્યોનો બદલો સંપૂર્ણ રીતે તો આખિરતમાં જ મળશે; પરંતુ

એની બુરાઈઓ—ગુનાહોનું વધુ ભાગે વળતર આ દુનિયામાં જ મળી જાય છે. એટલે મુસલમાન જેટલા વધુ પ્રમાણમાં ગુનાહો, બદકાર્યો અને નાફરમાનીઓ કરતો રહે છે, એટલા જ પ્રમાણમાં મુસીબતો, પરેશાનીઓ અને કપરી-કંગાળ સ્થિતિનો ભોગ બનેલો રહે છે. (પોતાના એ બદકાર્યોની શિક્ષા રૂપે) કુરઆને મજીદમાં તો અહીં સુધી જોવા મળે છે કે, અગર ઓછી (ટૂંકી) સમજશક્તિ ધરાવતા મુસ્લિમોના પરીક્ષામાં પડી જવાનો અને ઈમાનથી વંચિત રહી જવાનો ભય ન હોત તો કફિરોને દુનિયામાં એનાથી વધુ નેઅમતો, સુખ સામગ્રી અને ઐશ્વર્યના સાધનો આપી દેવામાં આવત, જેટલા કે અત્યારે આપવામાં આવ્યાં છે ! જુઓ, અલ્લાહ તઆલા ફરમાવે છે : "અને જો એ (શકયતા) ન હોત કે બધા જ લોકો એક જ સ્થિતિ પર થઈ જશે (અર્થાત લગભગ બધાં જ કાફિર થઈ જશે) તો જે લોકો કુફ્ર કરે છે, એમના મકાનો (બંગલા, બિલ્ડીંગો)ના છાપરાઓ અને સીડીઓ (સ્ટેપ્સ)ને જેના પરથી તેઓ ચઢે છે અને એમના ઘરોના દરવાજાઓને અને એમના માટે આસન પણ કે જેમના ઉપર ટેક લગાવીને બેસે છે એને (એ બધી જ વસ્તુઓને) અમે સોના-ચાંદીની બનાવી દેત. (કેટલીક વસ્તુઓ ચાંદીની હોત અને કેટલીક વસ્તુઓ સોનાની હોત.) (સૂ. ઝુખરુફ, રુ. ૩)

## ગુનાહ છતાં સુખસાહ્યબી એ ચિંતાપ્રેરક વાત છે

— હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે, "જ્યારે કોઈને જુએ કે ગુનાહો અને અપરાધોમાં પ્રવૃત્ત હોવા છતાં તે દુનિયાની (નેઅમતો) પ્રાપ્ત કરી રહ્યો છે, તો એ ઢીલ છે." (અલ્લાહ તરફથી મોહલત છે.) પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કુરઆને પાકની આયત પઢી, "પછી જ્યારે તેઓ ભૂલી બેઠા એ શિખામણને, જે એમને કરવામાં આવી હતી, તો અમે એમના ઉપર દરેક વસ્તુના દરવાજાઓ ખોલી દીધા. (ઘણી નેઅમતો અને સંપત્તિ અર્પણ કરી દીધી.) અહીં સુધી કે, જ્યારે તેઓ આ વસ્તુઓના લીધે કે જે એમને આપવામાં આવી હતી, બહુ જ અક્કડ થવા લાગ્યા (મસ્તીમાં એમનું કુફ્ર વધી ગયું) તો પછી અમે અચાનક એમને અઝાબથી પકડી લીધા. પછી તો તેઓ બિલકુલ દિગ્મૂઢ બની ગયા." (સૂ. અન્આમ, રુ. ૫)

અલબત્ત, કુફ્ફાર પર પણ દુનિયામાં ક્યારેક અઝાબ નાઝિલ થાય છે, તો તે જ્યારે અત્યાચાર અને અસંખ્ય ગુનાહો કરીને અંતિમ છેડા સુધી પહોંચી જાય અથવા તેઓ જ્યારે અમ્બિયા (અલૈ.)ની સાથે ઉપહાસજનક વાતો અને મઝાક કરવામાં હદથી વધી જાય ત્યારે જ અઝાબ નાઝિલ થાય છે; કારણ કે આવા કૃત્યો પછી

ઢીલ આપવામાં નથી આવતી, પરંતુ સર્વગ્રાહી અઝાબ નાઝિલ કરવામાં આવે છે. એટલે જેટલી કૌમોની હલાકત અને વિનાશકત્તાના પ્રસંગો કુરઆને પાકમાં મજકૂર છે, એ બધાં જ ઉપરોક્ત હકીકતને પ્રમાણિત કરનારા છે. મોટી–મોટી સલ્તનતોના અસ્ત અને છિન્ન–ભિન્ન થઈ જવાના જેટલા બનાવો–ઘટનાઓ ઈતિહાસનાં પાનાં પર અંકિત છે, એ બધા પણ આ વાસ્તવિકતાની ખુલ્લી ગવાહી આપી રહ્યા છે. જ્યાં પણ, જે કૌમમાં પણ અત્યાચારે માઝા મૂકી છે ત્યાં અલ્લાહ તઆલા તરફથી મઝલૂમની મદદ કરવામાં આવી છે. અલ્લાહ તઆલાનું ફરમાન છે કે, "હું મઝલૂમની દુઆ સાંભળું છું, પછી તે કાફિર કેમ ન હોય."

## મુસ્લિમો અને ગેરમુસ્લિમોની પ્રગતિના કારણો વિભિન્ન છે

દરેક વાતમાં એમ ધારી લેવું કે, જે વસ્તુ કુફ્ફારના માટે પ્રગતિનું કારણ છે એ જ મુસલમાનો માટે પણ છે અને જે વસ્તુ એમના માટે નુકસાનકર્તા નથી, તે વસ્તુ મુસ્લિમોને પણ નુકસાન નહીં પહોંચાડે. એ દીન–મઝહબથી અજાણતાનું ચિહ્ન છે. એટલા માટે જ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈર્શાદ છે "મારી ઉમ્મત પર આખિરતમાં કાયમી અઝાબ થશે નહિ,

એટલે એમને દુનિયામાં જ ફિત્નાઓ, ભૂકંપો, હત્યાકાંડો અને મુસીબતો વડે એમના અપરાધોની શિક્ષા આપવામાં આવે છે."

આ બધી હદીષોથી ફલિત થાય છે કે, આ ઉમ્મતના ગુનાહોનો ઘણો ખરો બદલો આ જગતમાં જ આપી દેવામાં આવશે અને એમાં પણ રહમત (દયા–કૃપા)નું પાસું વધુ હોય છે. જો એમ ન હોય તો, અર્થાત્ વિપુલ પ્રમાણમાં ગુનાહો કરવા છતાં મુસીબતો ન આવે તો વધુ ભયજનક બીના છે, કારણ કે પછી તો આખિરતમાં જ આખી શિક્ષા મળવાનો ભય રહે છે.

તાત્પર્ય એ જ કે, ઉમ્મતે મુહમ્મદિય્યહ માટે મુસીબતો અને આપત્તિઓથી બચવાનો અને અપમાનો–પરેશાનીઓના નષ્ટ થવાનો એક જ ઉપાય છે કે ગુનાહોથી અત્યંત સાવચેતી અને તકેદારી સાથે સુરક્ષિત અને દૂર રહેવામાં આવે અને જો સંજોગોવશાત્ જે ગુનાહો થઈ જાય તો એના ઉપર ખૂબ રૂદન અને ઈસ્તિગફાર કરવાં જોઈએ. એના વગર બીજો કોઈ વિકલ્પ કે માર્ગ નથી. કુરઆન શરીફ અને હદીષોના વાકયો મોટા પ્રમાણમાં એ વાત પર દલીલો પૂરી પાડે છે કે, કુફ્ફાર અને મુસલમાનોની પ્રગતિના બધાં જ સિદ્ધાંતો એક સરખાં નથી, પરંતુ કેટલાંક સમાન છે અને કેટલાંક

વિભિન્ન છે. એટલે મુસલમાનોની ગુનાહોની સાથે પ્રગતિ અને ઉન્નતિની આશા સેવવી એ ખરેખર પોતાને જ ધોકો આપવા સમાન છે, જેનું પરિણામ સફળતાથી વંચિત રહેવા સિવાય બીજું શું આવી શકે? મુસ્લિમોએ દુનિયાની કામિયાબી માટે કુફ્ફારની નકલ ઉતારવી (એમના પગલે ચાલવું) અને દુનિયાની લાલચ રાખવી એ ઘણી નિર્લજ્જતા અને બેગયરતીની વાત છે, એટલું જ નહીં, એ નિષ્ફળતાનું પણ કારણ બને છે. મુસલમાનની વાસ્તવિક પ્રતિષ્ઠા તો એ છે કે, જે અલ્લાહના નઝદીક સન્માન કહેવડાવે, દુનિયા અને દુનિયાદારોને ત્યાં અગર એ વાત અપમાનની સમજાય તો પણ એ ખોટી કે ગુનાહની વાત નથી.

નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે, "જે મનુષ્ય અલ્લાહની નાફરમાનીઓ સાથે લોકોમાં સન્માન શોધતો ફરે છે, (તો કેટલાક સમય બાદ) એના વખાણ કરનારાઓ જ એના ટીકાકાર બની જાય છે." અર્થાત્ ઈઝઝતના બદલે આવી વ્યક્તિને થોડાક જ સમય પછી અપમાનિત થવું પડે છે.

મુસલમાનોની પ્રગતિ અને પ્રતિષ્ઠાનો માર્ગ, બલકે એમના આખા જીવન અને દુનિયામાં આવવાનો મુખ્ય હેતુ ફક્ત અલ્લાહ તઆલાની રઝામંદીની પ્રાપ્તિ અને

એની મરજી મુજબના આ'માલનું આચરણ જ છે, એના વગર બીજું કાંઈ જ નથી. અગર સન્માન છે તો એમાં જ છે અને ફાયદો છે તો એમાં જ છે. આશ્ચર્યની વાત છે કે મુસ્લિમો માટે અલ્લાહના પાક કલામ અને એના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સાચા ફરમાનોમાં ઈલ્મ, હિકમત, ચતુરાઈ, આલોક–પરલોકની સફળતા અને પ્રગતિના કારણો અને ખઝાનાઓ છે; પરંતુ મુસ્લિમો દરેક વાતમાં બીજાની તરફ જુએ છે, બીજાઓનું એઠેલું–વધેલું ખાવાના પ્રયત્નો કરે છે. શું આ વસ્તુ તદ્દન નિર્લજ્જતા અને અલ્લાહ અને એના વહાલા રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે અજાણતા અને અસંબંધતાનું ચિહ્ન નથી ? શું એનું દૃષ્ટાંત એવા બીમાર જેવું ન કહેવાય કે જેના ઘરમાં આખી મખ્લૂકના કેન્દ્ર સમા અત્યંત બુદ્ધિશાળી, અનુભવી હકીમ કે સ્પેશિયાલિસ્ટ ડોકટર મવજૂદ હોય અને તે કોઈ અધૂરા, બિન અનુભવી તબીબથી પોતાની બીમારીનો ઈલાજ કરાવવા રખડતો ફરે ? !

## નજીવી તકલીફમાં પણ મુસ્લિમે અલ્લાહ તરફ જ ધ્યાન દોરવું જોઈએ

હદીષની પ્રખ્યાત કિતાબ અબૂ દાઉદ શરીફમાં છે કે, "જ્યારે વાવાઝોડું ફૂંકાતું ત્યારે હુઝૂર સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ મસ્જિદમાં તશરીફ લઈ જતા હતા અને ત્યાં સુધી મસ્જિદની બહાર પગ કાઢતા ન હતા, જ્યાં સુધી એ વાવાઝોડું શાંત ન પડી જતું હતું." ઘણાં બધા સહાબા (રદિ.)એ વિવિધ મથાળા હેઠળ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આ સામાન્ય અમલને નકલ કર્યો છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પરેશાની અને ગભરામણ વખતે નમાઝ તરફ ધ્યાન ધરતા હતા.

## મોટા-મોટા સૈન્યો અને શત્રુઓ પર પ્રભુત્વ મેળવી લેવાનું કારણ પણ તકવો જ છે

[રોમન બાદશાહ હરકયુલિસનું સૈન્ય ઘણું જ મોટું હતું અને મુસલમાનો એના મુકાબલામાં ઘણા ઓછા હતા. આ વાતની જાણકારી એ મુસ્લિમ સૈન્યના કમાન્ડર હઝરત અમ્ર બિન આસ (રદિ.)એ પ્રથમ ખલીફા હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ને આપી. એના જવાબમાં હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ લખ્યું : "મુસલમાન અલ્પ સંખ્યાના કારણે પ્રભાવિત કે પરાજિત નથી થઈ શકતા. અલબત્ત, ગુનાહોમાં સંડોવાઈ જવાથી મોટી સંખ્યામાં હોવા છતાં પરાજિત થઈ શકે છે, એટલે ગુનાહોથી દૂર રહેજો."] –

એ જ પ્રમાણેનો એક બીજો પ્રસંગ છે, ફારિસ (પરશિયા)ના યુદ્ધમાં લશ્કરના સરસેનાપતિ હઝરત સઅદ

(રદિ.)ના સાથી હઝરત સલમાન (રદિ.) પણ હતા અને હઝરત સઅદ (રદિ.) વારંવાર ફરમાવતા હતા: "અલ્લાહની કસમ! પરવરદિગાર પોતાના દોસ્તોની જરૂર મદદ કરશે અને પોતાના દીનને ચોક્કસ વિજયી કરશે. દુશ્મનોને ચોક્કસ પરાજિત કરશે. ફક્ત એટલી શર્ત છે કે, લશ્કરમાં અત્યાચાર (અથવા વ્યભિચાર) ન થવો જોઈએ અને નેકીઓ પર ગુનાહ છવાઈ જવા ન જોઈએ."]

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉમ્મતને પોતાના પાક ઈરશાદોમાં એક-એક વસ્તુ ફરમાવી દીધી છે. ભલાઈના માર્ગો અને બુરાઈના રસ્તાઓને છૂટા પાડી દીધા છે. આપણા પૂર્વજોએ એ (નબી ચિંધેલા) કાર્યો પર અમલ કર્યો અને તેઓ સફળ થઈ ગયા. જ્યારે અમે ન તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફરમાનોની કદર કરી, ન તો એ બુઝુર્ગોના જીવન-કથનથી કોઈ બોધપાઠ ગ્રહણ કર્યો, ન તો અલ્લાહ તઆલાનો ડર રાખ્યો, ન તો એના પાક રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી કરી છતાં પણ આશાઓ-અપેક્ષાઓ માંડી બેઠા છીએ કે, અમે જરૂર સફળ થઈશું. આ પરિસ્થિતિ તો વાસ્તવમાં જવ વાવીને ઘઉં લણવાના પ્રયત્નો કરવા સમાન છે! જ્યારે હકીકતમાં જે વ્યક્તિ ઘઉંનું વાવેતર કરે છે, એ જ ઘઉંનો પાક કાપી શકે છે.

## નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથેની સગાઈ પણ રિઆયત (તરફેણ)નું કારણ નથી બનતી

આ સંબંધમાં કોઈની પણ શેહ-શરમ રાખવામાં નથી આવતી. એ બાબત પણ ઘણી બધી હદીસો અને સહાબા (રદિ.)ના કથનોથી સાબિત થાય છે. દા. ત. એક રિવાયતમાં છે કે, હઝરત ઉમર ફારૂક (રદિ.)એ એક વખતે લશ્કરના કમાન્ડરને લખ્યું કે, "એ ઘમંડમાં ન રહેશો કે તમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મામા છો અથવા તમને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબી સમજવામાં કે કહેવામાં આવે છે, કારણ કે અલ્લાહ તઆલા બુરાઈને બુરાઈથી નથી ભૂંસતા, બલકે બુરાઈને ભલાઈથી મટાડે છે. અલ્લાહ અને એના બંદાઓ વચ્ચે કોઇ જ સગપણ નથી. એની સાથે ફક્ત બંદગીનો જ સંબંધ છે. એને ત્યાં પ્રતિષ્ઠિત અને અપમાનિત બધાં જ સરખાં છે. એના ઈનામો ફક્ત એની ફરમાંબરદારીથી જ પ્રાપ્ત થાય છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આખું મુબારક જીવન-નુબુવ્વત પછીથી વફાત સુધી-જે તમે નિહાળ્યું છે, એને દૃષ્ટિ સમક્ષ રાખજો........ અને એના પર સખ્તીથી અમલ કરજો. આ મારી વિશેષ શિખામણ છે. અગર તમે એના

પર અમલ નહી કરો તો તમારા સદકાર્યો પણ બરબાદ થઈ જશે અને તમે નુકસાન ભોગવશો. તમને એક ઘણાં જ સખ્ત અને મુશ્કેલ કામ માટે મોકલવામાં આવે છે. એની જવાબદારીથી છૂટકારો ફક્ત હકની તાબેદારી કરવા સિવાય બીજા કોઈ પણ રૂપમાં થઈ શકતો જ નથી. માટે પોતાને અને પોતાના સાથીઓને ભલાઈ-સદકાર્યો કરવા કેળવી લેશો........ અલ્લાહનો ખોફ દિલમાં હંમેશા રાખજો અને અલ્લાહનો ખૌફ બે વસ્તુઓથી પ્રાપ્ત થાય છે : અલ્લાહની બંદગીથી અને ગુનાહોથી બચવામાં. અલ્લાહની ફરમાંબરદારી જેને પણ પ્રાપ્ત થઈ છે, એને વધુ ભાગે દુનિયાથી અદાવત રાખવાથી અને આખિરતની મુહબ્બતથી જ પ્રાપ્ત થઈ છે......."

ઈસ્લામી લશ્કરના સેનાપતિને હઝરત ઉમર (રદિ.)એ જે વાત લખી મોકલી હતી, તે વાસ્તવમાં કુરઆન શરીફમાં અલ્લાહ તઆલાએ આપેલ વચનની જ વિસ્તૃત છણાવટ હતી. અલ્લાહ તઆલા ફરમાવે છે : "ઓ ઈમાનવાળાઓ ! અગર તમે અલ્લાહ (ના દીન)ની મદદ કરશો તો અલ્લાહ તમારી મદદ ફરમાવશે."

(સૂ. મુહમ્મદ : રુ. ૧)

એક બીજી આયતમાં છે : "અગર અલ્લાહ તઆલા તમારી મદદ કરે તો કોઈ પણ તમારા ઉપર પ્રભુત્વ

પામી શકતો નથી અને જો એ મદદ ન કરે, તો પછી એના વગર કોણ મદદગાર થઈ શકે છે ?"

(સૂ. આલિ ઈમરાન : રુ. ૧૭)

સહાબા (રદિ.)એ આ હકીકતને સારી રીતે સમજી લીધી હતી, એટલે જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફરમાંબરદારી એમનો સ્વભાવ બની ગઈ હતી અને તેથી જ સફળતા હંમેશા એમની સાથે જ રહેતી હતી, તેમ જ અલ્લાહ તઆલા તરફથી દરેક પ્રકારની મદદ એમને મળતી હતી અને જ્યારે પણ ક્યાંક કોઈ પણ પ્રકારની ભૂલચૂક એમનાથી થઈ જતી ત્યારે એમને પણ મુસીબતો અને વિટંબણાઓ વેઠવી પડતી હતી !

## એક પ્રેરણાદાયી પ્રસંગ

'સરદાનિયહ' ટાપુ, એક પ્રખ્યાત દ્વીપ છે. સહાબા (રદિ.)ના અંતિમકાળમાં હિ. ૯૦ની આસપાસ એ ટાપુ મુસ્લિમોએ સર કર્યું હતું. વિજેતાઓએ (જેમાં કોઈ સહાબી ન હતા. યુદ્ધમાં મળેલા ગનીમતના માલમાં ઘણી જ ખયાનત કરી, જેના હાથમાં જે વસ્તુ આવી, તે લઈ લીધી. વિજય પછી વહાણમાં સવાર થઈને તેઓ પાછા ફરી રહ્યા હતા ત્યારે ગૈબથી અવાજ આવ્યો : "ઓ અલ્લાહ ! એ બધાંને ડૂબાડી નાંખ" એટલે એ બધાં જ (અપરાધી) મુસ્લિમો સમુદ્રમાં ડૂબી ગયા હતા.

## આજે ઉમ્મતે મુહમ્મદિય્યહની સામૂહિક સ્થિતિ શું છે ?

બેદીનીના કારણો અમે પોતાના હાથે જ અપનાવેલા છે. ગુનાહોમાં તીવ્રતાથી પ્રવૃત્ત રહીએ છીએ એટલે જ મુસીબતો, પરેશાનીઓ અને વિપરીત પરિસ્થિતિઓમાં પણ વૃદ્ધિ થઈ રહી છે અને હવે તો સામૂહિક રીતે ઈસ્લામને જ પોતાના જીવનમાંથી તિલાંજલિ આપવાની સ્થિતિ અને સંજોગો પેદા થઈ રહ્યાં છે દીનનાં એક-એક ભાગ અને અંશને છોડવામાં આવી રહ્યો છે. હવે એનું કોઈ નિરાકરણ અને ઉપાય થઈ શકે છે તો એ દીનમાં મજબૂતી-સખ્તી અને ગુનાહોથી બચવાથી જ થઈ શકે છે.

પરંતુ આ રૂઢીચુસ્ત વાતને કોણ કહેશે ? અને કોને કહેવામાં આવે ? ! અલ્લાહ તઆલાથી જ એની શિકાયત અને મદદના તલબગાર છીએ.



# કેટલાક અગત્યનાં સૂચનો

—મવ. મુહમ્મદ બુરહાનુદ્દીન સંભલી

અહીં એ જણાવવાનું પણ ઉચિત છે કે ઉપરોક્ત હદીષોનાં પ્રકાશમાં દુનિયાની મુસીબતોના જે કારણો દર્શાવવામાં આવ્યાં છે, એમનાથી સંપૂર્ણ રીતે બચવાના પ્રયત્નો કરવાની સાથે એવા અમલી પગલાં પણ લેવામાં આવે એ જરૂરી છે કે જેનાથી ઉમ્મતની સામૂહિક સુધારણા થઈ શકે. એમને સમજાવવામાં આવે કે ગુનાહોથી ફક્ત મુસીબતો જ નથી આવતી, બલકે એના કારણે દુન્યવી પ્રગતિ પણ રૂંધાય છે. એટલા માટે સૌથી અગત્યનું પગલું અને યુક્તિ એ છે કે, દીની તાલીમને ફેલાવવામાં આવે. ઠેર–ઠેર બાળકો માટે મદ્રસાઓ સ્થાપવામાં આવે અને એમાં બધા જ મુસ્લિમો કોઈ પણ જાતના પક્ષપાત કે મતભેદ વગર પોતાના બાળકોને તાલીમ લેવા મોકલે. ત્યાં બાળકોની દીની તાલીમની સાથે ઈસ્લામના સામાજિક સિદ્ધાંતો અપનાવવાની

પ્રેકટિકલ ટ્રેનિંગ આપવામાં આવે અને સાથે-સાથે એ બાળકોનું ઈસ્લામી માનસ ઘડવામાં આવે. અર્થાત એ વાતના પ્રયત્નો કરવામાં આવે કે બધા જ મુસ્લિમ બાળકોનાં દિલ-દિમાગ એને સંપૂર્ણ રીતે સ્વીકારી લે કે હકીકતમાં આ બધી જ વાતો સત્ય છે, જે કુરઆન શરીફ અને હદીષોમાં બયાન કરવામાં આવી છે. એ ફક્ત સારી-સારી, દિલને ખુશ કરનારી "દિલ કે બેહલાનેકો યે ખ્યાલ અચ્છા હૈ" વાળી વાતો નથી, કારણ કે જ્યાં સુધી કોઈ વાસ્તવિકતાને દિલ અને દિમાગ સ્વીકારતા નથી, ત્યાં સુધી કોઈ પણ યુક્તિ-પ્રવૃત્તિને અપનાવવી કે નહિ એ સરળ નથી હોતું અને દિલચસ્પી વગર કરવામાં આવેલી કોઈ પણ યુક્તિ કે યોજના વધુ ભાગે લાભદાયક નીવડતી નથી.

બાળપણમાં બાળકોના માનસ પર જે વસ્તુઓ, ચાહે તો પછી એ વૈચારિક અને બૌદ્ધિક હોય કે અકીદાઓ અને માન્યતાઓને લગતી હોય, અનુભવ એ છે કે, એ બાળપણની વાતોનો આખા જીવન પર પ્રભાવ પડે છે અને જીવનપર્યંત એ છાપ બાકી રહે છે.

બાળકોની સાચી-સારી કેળવણી અને એમના માનસના ઘડતરનો પ્રભાવ એમના માતા-પિતા પર પણ પડી શકે છે. એવા ઘણાં પ્રસંગો બની ગયા છે કે,

બાળકોએ પોતાના માં-બાપને સદ્દમાર્ગે લગાવી દઈને બુરાઈઓથી બચાવી લીધા છે.

વાતનો ખુલાસો એ જ છે કે, બાળકો-યુવાનો માટેના તાલીમી અને કેળવણીના કેન્દ્રો ઠેર-ઠેર સ્થાપવા એ આજની સૌથી અગત્યની અને તાતી જરૂરત છે. આવા મદ્રસામાં તાલીમ લેવાથી તે બાળકો પણ વંચિત ન રહેવા પામે, જેઓ દુન્યવી (સેકેન્ડરી-સેક્યુલર) શાળાઓ-કોલેજો-યુનિવર્સિટીઓમાં શિક્ષણ મેળવી રહ્યા છે. એવી સંસ્થાઓ પણ હોવી જોઈએ, જે આવા વિદ્યાર્થીઓને પણ યોગ્ય તાલીમ અને કેળવણી આપી શકે અને જો એવી સંસ્થાની પણ સ્થાપના ક્યાંક સરળતાથી થઈ શકે કે જેમાં ફક્ત બાળકો જ નહિ, બલકે મોટેરાઓને પણ દીની તાલીમ અને કમસે કમ એમની માનસિક કેળવણી કરવામાં આવે. બીજા શબ્દોમાં એમના માનસના ઘડતરનું જરૂરી અને ફાયદાકારક કામ કરી શકાય એમાં પણ ગફલત ન થવી જોઈએ.

જાહેરી વાત છે કે મોટી ઉંમરના લોકોની બહુમતિ વેપાર-ઉદ્યોગ, નોકરી-ધંધા વગેરેમાં પ્રવૃત્ત હોય છે. એમના માટે કોઈ મદ્રસા કે સંસ્થાની સ્થાપના કરવા-વાળા આ પાસાંઓને સામે રાખીને કોઈ પગલું ભરાશે તો એના ફળદાયી થવાની આશા કરી શકાય છે.

અંતમાં આ અપીલ કર્યા વગર પૂરું કરવાનું મન નથી થતું કે, દરેક વખતે ખાસ કરીને નમાઝો પછી દુઆઓની આદત કેળવવી જોઈએ અને દરેક મુસલમાન માટે આખી ઉમ્મતની હિદાયતની અને મુસીબતોના નિવારણની દુઆ માંગવી જોઈએ, કારણ કે યુક્તિઓ-યોજનાઓમાં સૌથી મોટી અને અગત્યની વસ્તુ દુઆ જ છે. એના વડે જ બીજી યોજનાઓ પણ અસરકારક અને સફળ થાય છે........ અલ્લાહ તઆલા સૌને સદા નેક અમલની તથા ગુનાહોથી બચવાની, તવબા અને ઈસ્તિગફાર કરતા રહેવાની સદ્બુદ્ધિ અને તવફીક અતા ફરમાવે, આમીન !

**✻ સમાપ્ત ✻**

